ગાંડીવ પત્રિકામાળા મણકો ત્રીજો.

# ભારત-કીર્તન.

## સ્વદેશ ભાવનાને પ્રેરનારાં કાવ્યોનો સંગ્રહ.

સંપાદક

ભીખાભાઈ પુ. વ્યાસ.

તંત્રી: "નવશક્તિ"

ગોપાલ. ૯

## ભારત હમારા દેશ હૈ.

ભારત હમારા દેશ હૈ હિત ઉસકા નિશ્ચય ચાહેંગે
ઔર ઉસકે હિતકે કારન હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારતકી દુ:ખપ્રદ અવનતિ પર કયોં ન અશ્રુ બહાયેંગે
ઉસકો મિટાને કે લિયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે ઉન્નતિ ભારતકી હોવે
ઉસ ઉન્નતિ કે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાયેંગે.

સ્વામી સત્યદેવ.

પ્રકાશક

ગાંડીવ સાહિત્ય મન્દિર

ગાંડીવસદન, સુરત.

# ભારત પૂજા.

(ગિરધારીરે, વાત કહું તે વિચારો)

ભારત મારે !—

પ્રેમે પૂજન તુજ કરિયે
વળી સેવા તુજ આદરિયે—ભારત મારે.

મા સેવા તુજ પાવનકારીરે
સહુ સંકટને હરનારી રે
વળી ભકિત હૃદય ભરનારી રે—વ્હાલી ભારત મારે.

તારી સેવાનાં રૂપ ન્યારાં રે
સ્વદેશીમાં ને રેંટિયે સમાયાંરે
વળી દેશપ્રીતિમાં મનાયાં રે—ભારત મારે.

અમે આજ પ્રતિજ્ઞા કરીશું રે
બસ વસ્તુ સ્વદેશી વાપરીશું રે
એવી રીતે સેવા આદરીશું રે—પ્યારી ભારત મારે.

---

# રેંટીયાનું ભજન.

રાગ.—(વ્હાલા વેગે આવોરે)

ગાંધીએ બતાવ્યો રે, સ્વરાજ્યનો પાયો રે,
રૂડો મારો રેંટીયો હોજી
એ રેંટીયે લાભ છે અપરમપાર ગાંધીએ૦

સાખી

ભારત ભૂમિમાં નીપજે જ્યાં ત્યાં ખુબ કપાસ
પીલીને રૂ કાઢતાં આવે પરમ ઉલ્લાસ
પછી એને પીંઝીરે બરોબર વીંઝીરે
સારી વિણું પુણીઓ હોજી ગાંધીજી૦

(સાખી)

પુણી લઇને હાથમાં કાંતુ સૂતર નિત્ય
હાથે તારો કાઢતાં ગાઇ દેશનાં ગીત
પછી દેશની દઝે રે સ્વરાજ્યને માટે રે
ફેરવું રે ફાળકા હોજી ગાંધીજી૦

સાખી

વિદેશી કાપડ વિષે જાય કરોડો દામ
એ સઘળાંય બચાવવા લહો રેંટીયો ધામ
હાથે વણો ખાદી રે ભલી રીત સાદી રે
ઉંડી રૂડી નેમથી હોજી ગાંધીજી૦

સાખી

સુંદર સુતરને તાંતણે સ્વરાજ્ય લેવા માટ
મહાત્મા શ્રી ગાંધીજીએ ઘડયો રૂપાળો ઘાટ
નમો નમો ગાંધીને સ્નેહ દોર સાંધીરે
પૂરા પ્રેમથી હોજી. ગાંધીજી૦

---

# વીર હાક એકવીસી.

હાક પડી વીર નર જાગજોરે, બની બહાદુર આવાર
ધરી શસ્ત્ર અસહકાર, રણનાં રણશિંગાં વાગીઆં.
સાબરમતીથી સૈન્ય નીસર્યું રે, બન્યા ગાંધી સરદાર
રેંટીઆ ઠામ ઠામ થાપીઆ, કાઢે સુર અસહકાર—રણનાં.
ચક્ર સુદર્શન ફરી વળ્યુંરે, ભક્ષી ભારત મોઝાર.
દસે દિશ લાગી ડોલવા, કહે કરો અસહકાર.—રણનાં.
શૌકત મહમદ બે બંધવારે, ખરા મુસલીમ સરદાર.
ગાંધીજીના બન્યા ગોઠીઆ, ધર્યું શસ્ત્ર અસહકાર.—રણનાં.
ઉત્તરથી લાલા પધારીઆરે કરી કીચલુનો સાંગ.
નહેરૂએ અલ્હાબાદ ડોલાવીયું, કરી વકીલાત બંધ.—રણનાં.
બંગમાં દેશબંધુ જાગીયારે, કરી વૈભવનો ત્યાગ.
ગાંધીજીને કહેણુ મોકલ્યુ: છઉં દેશનો હું દાસ—રણનાં.
મદ્રાસમાં યાકુબ ઘુમતારે, જેને રાઘવની સહાય.
જેલમાં જઇ પાવન થયા, નહિં માગ્યો જેણે ન્યાય.—રણનાં.
દખણમાં કેલકર દોડતારે, જેની વાગે વીર હાક,
તિલક જતાં જે ડગ્યા નહિ, નહિ સરકારની ધાક.—રણનાં.
દિલ્હીના મશહુર હકીમજીરે કર્યો નુસખો તૈયાર.
ગોળી બનાવી આપી દેશને, જેનું નામ અસહકાર.—રણનાં.
દેવી સરોજની મોખરે રે, જેનો કોયલનો કંઠ

---

ભારતની નારીઓ જગાડતાં, જેણે રાખ્યો છે રંગ—રણનાં.
મોહમયી જે મોહમાંરે, કીધો નિદ્રાનો ત્યાગ.
એકે અવાજે આગળ થઇ, રાખી ભારતની લાજ—રણનાં.
ભાઇ ભરૂચા રંગ રાખીયોરે, કરી ફેશનનો ત્યાગ.
પારસી પંચને જઇ મળ્યા, લીધો ગાંધીજીનો સાથ.—રણનાં.
રામ લક્ષ્મણની જોડલીરે, ખરા પંચના પટેલ
ઘુમી રહ્યા છે ગુજરાતમાં, કરી મૂકી રેલ છેલ.—રણનાં.
વામન ઉલાવે પંચમહાલનેરે, જુએ શાણી સરકાર
વેઠને લાત મારી કેઠથી, કર્યો પૂર્ણ અસહકાર.—રણનાં.
ખેડામાં ખેલતા અબ્બાસજીરે, બની બહાદુર જુવાન.
ગિદવાની આવ્યા ગુજરાતમાં, દેતા રાષ્ટ્ર તણું જ્ઞાન.—રણનાં.
કલ્યાણ, દયાળ બે જોડીઆરે, જેને એહરૂસની સાહ્ય.
ભારતમાં સુરત આગળ કર્યું, હવે થાશે જયકાર.—રણનાં.
વરધામાં જમનાજી જાગીઆરે, જેને વેપારીનો સંગ.
રેંટીઓ પ્રેમથી વધાવીઓ, વિદેશી માલ કર્યો બંધ.—રણનાં.
હક સાહેબ હકતો રહ્યારે, બન્યા સાચા ફકીર.
ગંગાના તટપર જઇ વસ્યા, ધન્ય આવા જે વીર.—રણનાં.
આબાલ વૃદ્ધ સૌ દેશનારે, ખેલે રેંટીઆના ખેલ.
સુતરના તાંતણા તાણતાં, સૌ હોંસે જાય જેલ.—રણનાં.
મારો નહિ મરતાં શીખોરે, આવો ગાંધીજીનો મંત્ર.
મંદિર ગણો તમો જેલને, તમો થાશો સ્વતંત્ર.—રણનાં.
દેશના બંધુ જાગજોરે, તજી આળસ તમામ.
આવો અવસર નહિ આવશે, રાખો ભારતનું નામ.—રણનાં.

# ભારત સંતાનોનું રણગીત.

અમે તો ભારતનાં સંતાન.
અમારો દેશ અમારો પ્રાણઃ—અમે
અમારો ધર્મ અમારો પ્રાણઃ—અમે
સ્વતંત્રતા જ્યોતિ પ્રકટાવા ભગવો ભેખ ધરીશું
સ્વાર્થ અને તન મન ધન ભોગે સેવા શુભ કરીશું
ગજવશું હિન્દ તણાં જયગાન—અમે
ભારતમાં અમ આત્મયજ્ઞની ઝગમગ જ્યોતિ ઝળકશે
આખીયે આલમનાં પાપો નષ્ટજ થાશે બળશે
ફરકશે હિન્દ તણાં નિશાન—અમે
અમારો દેશ અમારો પ્રાણ—અમે

**નટવરલાલ વીમાવાળા.**

---

# સૂતર કાંતોને

## સૂતરને તાંતણે સ્વરાજ.

રાગ—(અલબેલી અંબે માત જોવાને જઇએ)
સૌ બ્હેનો ધરીને ઉમંગ, સૂતર કાંતોને;
નિજ કરવા નિર્મળ અંગ, રેંટીઆ રાખોને.

---

સત્ય શિયળ સચવાશે જેથી, સુજે ન દુર્ગુણ એકરે,
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે, સમજી રૂડો વિવેક–સૂતર.
ફેશન તણી હવાએ ફુલ્યાં, ન રહ્યું પોતાનું ભાનરે,
નિર્લજતાનો આંક રહ્યો નહી, બન્યાં તે છેક નાદાન–સૂતર.
ઝીણાં વસ્ત્રોનો મોહ મટાડી, મનનો કરીને નિરોધરે,
હાથે સુતર કાંતો પોતે, એવો ગાંધીજીનો બોધ–સૂતર.
માતાઓ જયારે મનથી સમજી, કરશે મદદ અપારરે,
દેશ તણો તવ ઉદ્ધાર થાશે, વદે મહાત્મા વારંવાર–સૂતર.
શક્તિ રૂપે થઇ ચક્ર ફેરવો, સૂદર્શન શુભ નામરે,
સુતર તાંતણે સ્વરાજ મેળવશો, ઉરમાં ધરીને હામ–સૂતર.
ગૃહસ્થોના ઘરનું એ રમકડુ, સાધન ગરીબનું થાયે,
લાભ સર્વને સરખો આપે, મર્યાદા સચવાય–સૂતર.
વિધવાઓએ અવશ્ય લેવું, રેંટીઆ વ્રત નિરધારરે,
ધર્મ આખર તો સચવાશે, તરશે આ સંસાર–સુતર.
ચુલા વિના ઘરમાં નવ ચાલે, ત્યમ રેંટીઆ વિષે ગણાયરે,
હમેશાં તમે સુતર કાંતો, દુઃખ દારિદ્ર દુર થાય–સુતર.
શું મહિમા કહું રેંટીઆનો હું, કહેતાં ના આવે પારરે,
અનુભવી જન સુખ એતો જાણે, જેની કીર્તિ ત્રિભુવન ગાય–સુતર

---

# હિંદનો ઉદ્ધારનાર.

ઉગ્યો સખિ ! હિન્દનો ઉદ્ધારનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં
આવી સખિ ! ભારતના ભાગ્યની સ્હવાર
કિરણુ કિરણુ પ્રગટે પ્રભાતનાં
ભારત માનાં બાલુડાં કરતાં દુઃખ પોકાર
અન્ન વસ્ત્ર વિણુ ટળવળે દુઃખ ભરિયો સંસાર.
જાગ્યો સખિ ! દુઃખ પાપ દૂર કરનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં.
પ્રેમ વડે દેહતણાં કરતો જે દાન
વિશ્વપ્રેમી સંત ગાંધી મા'ત્મા.
રાજા દુઃખ કરી પીડતો; વળી એનો વ્હેપાર,
દુઃખ દૂર કરવા સૂચવ્યો, ચરખો તારણુહાર.
આવે સખિ ! સૂતરને તાંતણે સ્વરાજ
થાય દૂર દુઃખ સહુ જાતનાં
થાય હિન્દ માત વિશ્વની સરતાજ
કિરણુ કંઇ પ્રકાશે એ પ્રભા તણાં

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. } નટવરલાલ વીમાવાળા.

---

# સ્વરાજ સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજય૦
દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું થાઓ લાયક ત્યારે જોવાતું.
શું બાળક ચાંદો માંગે છે, સ્વરાજય૦
ગડ પાડી રાજ્ય અહીં કરવાં'તાં હલકાળ ખિતાબો ધરવાતા
કાઉન્સીલે ફારસ કરવાંતાં, સ્વરાજય૦
પંજાબ ખિલાફતથી ચેત્યા, ગાંધીજી અસહકાર ચઢયા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજય૦
નોકરશાહી હાથ પડયા હેઠા, ફાંફાઓ વિધવિધ લઇ બેઠા.
પણ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજય૦
હરિ! લાજ હવે તારે હાથે, વ્રત મોટાં લીધાં તુજ શાખે.
બળ દે, કદી ના પાછા હઠીએ. સ્વરાજય૦

---

# હમ ભારત કે સંતાન.

ભારતકી સંતાન
સભી હમ ભારતકી સંતાન
ભારત ગુણકી ખાન—સભી હમ.
હૈ નસનસમેં ભરા હમારી ભારત ગૌરવમાન

---

દેશ સમુન્નતિસે ન હટેંગે ચાહે જાવે પ્રાણ—સભી.
મિલકર અબ હમ શિઘ્ર કરેંગે ભારતકી ઉત્થાન
વિશ્વભુવનમેં વિજય પતાકા લેંગે સાભિમાન—સભી.
ઐકય ભાવકા પાઠ પઢેંગે કર પ્રેમામૃત પાન
રાજનીતિ ઔર ધર્મ તત્વકા પ્રાપ્ત કરેંગે જ્ઞાન—સભી.
પ્રેમ પૂર પૂરિત સરિતામેં નિત્ય કરેંગે સ્નાન
વિશ્વ વિભાકર જય સાધનમેં દેવેંગે વરદાન—સભી.
ભારત ગુણકી ખાન—સભી.

---

## મહાત્મા ગાંધીજીને ચરણે !

વિશ્વ વિમોહન મોહન ! ત્હેં જગમાં બધે
સત્યાગ્રહથી અમર કર્યું નિજ નામ જો ! ૧
કર્મયોગની સરસ સમાધિ સાધીને,
સ્વાર્થ ત્યાગના કીધા પ્રાણાયામ જો ! ૨
કમર કસી નિજ બાંધી જન હિત કારણે,
ગાંધી ! કીધાં અનેક ઉજવલ કામ જો ! ૩
કાર્યશકિતનું મહિમ્ન જગને શીખવી,
ભર નિદ્રાથી જગાડ્યું હિન્દુસ્થાન જો ! ૪
લાડકવાયા જાયા ભારત માતના,
ગવાય જગજનમુખ આજે તુજ નામજો ! ૫

---

સાદું જીવન ને મનન ઉંચું રાખી સદા,
સ્વદેશ માટે સહ્યું અતિ અપમાન જો ! ૬
પરોપકારાય સતાં વિભૂતય: તણું,
"પૂર્ણ કરાવ્યું અમને વીરા ! ભાન જો ! ૭
દુનિયાના બેલી ! ઠેલી સઉ સંકટો
નિજ કર્તવ્યે રાખી પૂરણ હામ જો ! ૮
રાષ્ટ્રજીવનના પઢવ્યા મોંઘા પાઠને,
હિન્દ તણું કીધું વિશ્વે સન્માન જો ! ૯
બાંહ્ય ધરી તેં બાંધવ દીનજનો તણી,
એકલશૂરે દીધું દયાનું દાન જો ! ૧૦
મોહન ! મોહ ન રાખ્યો તેં નિજ સ્વાર્થમાં,
કૃષ્ણ તણા અવતાર ! ત્હેનેય પ્રણામ જો ! ૧૧
કર્મવીર ! તુજ હીર સદા દીપાવજે,
ગાય 'પ્રભાસ્કર' ગુણિયલ તુજ ગુણગાન જો ! ૧૨

ઉંડાચની આમ્રકુંજે શ્રી જનાર્દન પ્રભાસ્કર.

---

# ભારત સંતાનોનું દેશગીત.

અમે હિન્દુ . મુસલમાનો ઇસાઇ પારસી જૈનો
અમારી હિન્દ મૈયાને અમે છૈએ બિરાદર સૌ.

---

જણાતાં સ્થૂળથી જુદા છતાં સંતાન ભારતનાં
રમ્યાં ઝુલ્યાં સદા ખોળે ધીપવશું દૂધ માડીનાં
તજીશું ભેદ ને ભૂલશું, હશે ઘરમેળના ઝઘડા
અડાડીશું ખભા સાથે ખભો અમ દેશહિત કરવા
લડયા બાઝયા હશું પૂર્વે, પિયાસી ખુનના છોને
હવે તે યાદ લાવેથી ભલું શું દેશનું હોયે?
અમારાં વેદ ને કુરાન અવસ્તા ને વળી ઇંજીલ
પુરાણો વંદ્ય છે અમને, હવે ના દ્વેષ કો કરીએ.
અમારા દેહની માટી, અહા! આ હિંદ મૈયાથી.
બની અંતે ભળે તેમાં પછી જુદાઈ છે શાની
હતા આદિ અને અંતે થશું સૌ એક રૂપે હા!
ન જ્યાં જૂદાઈનું મૂળે કહો ક્યાંથી તહિં શાખા?
કરીશું પાપની તોબા, વહાવી ઉષ્ણ આંસૂડાં
હૃદય ચોકખા મહિં પ્રતિબિંબ ઝીલશું દેશભક્તિનાં.

---

મ. ગાંધીજીની દિવ્યવાણી માટે શિફારસ શી? અઢી આનાની ટિકીટ બીડવી.

આ નીચે લખેલાં સઘળાં પુસ્તકો માટે ગાંડીવ સાહિત્ય મન્દિર, ફુળાંપીઠ સુરત નેજ લખવું.

એ ઉપરાંત દરેક જાતનાં સારાં પુસ્તકો ગાંડીવ સાહિત્ય મન્દિર વેચે છે. માટે પૂછાવવા તસ્દી લેશો.

આ બાલવૃદ્ધ હરેકને એક સરખું વાંચવા લાયક ઘણુંજ
બોધક રસીલું પુસ્તક.

ગાંધી ગ્રંથમાળા મણકો ત્રીજો.

# ઇજીપ્તનો ઉદ્ધારક.

તથા

## બીજા લેખો.

આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીએ લખેલું ઇજીપ્તના મહાન દેશભક્ત મુસ્તફા કામિલપાશાનું જીવનચરિત્ર આપ્યું છે. તેમજ મહાત્મા ગાંધીજીના પરમપ્રિય લેખક મહાત્મા ટોલ્સ્ટોયની બે રસિલી વાર્તાઓ અને આફ્રિકાના સત્યાગ્રહનો સત્તાવાર ઇતિહાસ આપ્યો છે. પાકું પૂંઠું ૧૦૮ પૃષ્ઠ છતાં કિમ્મત માત્ર છ આના રાખવામાં આવી છે. બહારગામથી મંગાવનારે સાડા સાત આનાની ટિકીટ બીડવી.

મહાત્મા ગાંધીજીનો સત્યાગ્રહ સૈનિક તરીકેનો ઘણોજ જોવા લાયક તથા સંઘરી રાખવા લાયક ફોટો પૂંઠા પર છાપવામાં આવ્યો છે.

મજબૂત સુંદર બાઇંડીંગવાળું આ પુસ્તક હરેક લાયબ્રેરીમાં હોવુંજ જોઇએ. શું તમે આ પુસ્તક વાંચ્યા વિના રહેશો ?

તુરતજ લખોઃ—વ્યવસ્થાપક,

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# મ. ગાંધીજીના ખુલ્લા પત્રો.

ચાલુ ચળવળનો સચોટ ખ્યાલ આપનારી અભ્યાસ પોથી જેવું આ પુસ્તક એક રમકડા જેવું છે અને દરેક જણે રાખવુંજ જોઇએ. માત્ર સાત આનાની ટિકીટ બીડીને મંગાવી લેવું.

# હિન્દ સ્વરાજ્ય.

સસ્તા સાહિત્યનો અજબ નમૂનો, સવાસો પાનાની સરસ કાગળ પર છાપેલી ગાંધીજીની અદ્‌ભુત ચોપડી એ વાંચતાંજ તમારા વિચારો ફેરવાઇ જશે. ચાર આનાની ટિકીટ બીડવી.

## ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.



પ્રકાશક-ઈશ્વરલાલ મૂળચંદ વીમાવાળા, ગાંડીવ સદન,
કેળાપીઠ સુરત. મુદ્રક-ગોવિંદજી ડાહ્યાભાઇ નાયક,
શ્રી "અનાવિલ" પ્રિં. પ્રેસ ગશનપુરી ભાગોળ સુરત.

